# અર્પણ પત્રિકા. 

માંગરોલની ગાદીવાળા ના૦ આલાના પીર મોટામીયાં સાહેબની પવિત્ર સેવામાં.

માનવંતા પીર સાહેબ,

આપ મુંબાઇ ઇલાકામાં એક મોટા કેળવાએલા ગાદીપતિ ધર્મ-રૂ છો અને હમેશાં લોકોને એકસંપીની ગાંઠથી જોડવા ોજનનથી કોશીશ કરો છો. જ્યાં જ્યાં ઝગડા પેદા થાય છે ત્યાં ા સમાધાન કરાવવા ભારે ઉત્કંઠા રાખો છો. આપણા ભાઇઓ ભાપની આવી નેકી માટે આપનાથી ઘણોજ પ્રેમ રાખે છે અને આપની સલાહથી એકસંપ થઈ ભાઇચારો મજબુત કરે છે. જેવા વચ્ચે આવન ગામની સુન્ની વહોરા જમાતમાં લાંબા પુસ્તી તકરાર ચાલતી હતી તેમાં આપે ભારે મેહનત કરી આગે- સલાહથી સમાધાની કરાવી છે તેમાં પણ આપે કોમની ી સેવા બજાવી છે. આપ હમેશાં ભાઇઓને ઘણી નેક વિષ આપો છો અને તેમને શાંતીથી પોતાની નેક ફરજ બજાવવા ત કરો છો. ગુજરાતમાં ભાઇચારો મજબુત કરાવવા આપે આજ ઘણી મેહનત ઉઠાવી છે. આપના ઉપર એ વિશે ઘણી તા થઈ તોપણ તેથી પાછા નહીં પડતાં આપે હીંમત અને ધીર-જ્યા આપની ફરજ બજાવી છે અને હજુ પણ બજાવે જાઓ છો, વિગેરે આપના એવા ઉમદા ગુણોથી આકર્ષાઇ આ નાનકડું પુસ્તક આપની સેવામાં અર્પણ કરૂં છું તો આપ તેનો સ્વિકાર કરવા કૃપા કરશો.

તા૦ ૧૫-૫-૧૯૨૮
મુ૦ મીયાગામ.

લી૦ આપનો તાબેદાર સેવક,
નાથુખાન આજમખાન ચુવ્હાણ.

૧૪૧૫૯

# શું ફાતેહા પઢવા અને મુસાફો કરવો બિદ્અત છે ?



## શું આ કોમના બંધારણને તોડવાની બીજાઓની ચાલાકીઓ નથી ?



## આવું થાય તો વિરોધીઓ જોર પર આવે એ ઉઘાડુંજ છે. શું હજુ પણ ભાઈઓ નહીં સમજે ?



## શું "બિદઅત"નું ભુત હજુ પણ તેમને પકડીજ રાખશે ?



## શું હજુ પણ સંગઠનની જરૂર નથી ?



ઇસ્લામમાં એવો હુકમ છે કે તમામ મુસલમાનોએ દીવસમાં પાંચ વખત નમાઝ પઢવા માટે મહોલ્લાની મસ્જીદમાં અને જુમ્મા (શુક્રવાર)ના દીવસે શહેરની મોટી જુમ્મા મસ્જીદમાં ભેગા થવું. જ્યારે આ પ્રમાણે દીવસમાં પાંચ વખત મહોલ્લાના મુસલમાનો અને આઠ દીવસમાં એક વખત તમામ વસ્તીના મુસલમાનો એક ઠેકાણે ફરજીઆત એકઠા થાય તો તે એક જબરૂં સંગઠન કહેવાય. આવા સંગઠનથી મુસલમાનો એકસંપી, ભાઇચારો, દીલસોજી, મજબુતી,

મશવરા, પ્રેમ વિગેરેના ફાયદા હમેશાં મેળવી શકે એવો ભાવાર્થ આમાં સમાએલો છે. પણ એ બધા ફાયદા મુસલમાન ભાઇઓ નમાઝ પઢી ત્યાં થોડી વાર થોભે તો તેમને મળી શકે. કારણ કે નમાઝ પહેલાં લોકો ઇસ્તિંજા, વુઝુ, વિગેરેમાં રોકાએલા હોય છે એટલે નમાઝ પહેલાં કોઈ પણ વાતનો મશવરો કરવાનો ભેગા થએલા ભાઇઓને વખત મળતો નથી. જે વખત મળે છે તે નમાઝ પછી મળે છે. અને જો તેઓ તમામ ત્યાં ચાર પાંચ મીનીટ નમાઝ પછી વધુ થોભે તો દરેકને વાત કરવાનો પ્રસંગ મળે કે હાલ દેશમાં ઇસ્લામ અને કોમ માટે કેવો મામલો પેદા થયો છે અને તેને માટે શું ઇલાજ લેવા. ઇસ્લામની અને કોમની બેહતરી માટે નમાઝના સંગઠનનો આ જે હેતુ છે તે ત્યારેજ બર આવી શકે કે જ્યારે ભાઇઓ નમાઝ પછી ચાર પાંચ મીનીટ મસ્જીદમાં થોભે. આ હેતુ પાર પાડવા નમાઝ પછી ફાતેહા પઢવાનું ધોરણ રાખવામાં આવ્યું છે કે મુસલમાન ભાઇઓ એ બહાને જરા થોભે અને એકદમ ચાલી જતા અટકે.

નમાઝ માટે એકઠા થવું એ સંગઠનથી થતા ફાયદા મેળ-વવા જેવું છે, પણ એવા ફાયદા ફાતેહા માટે થોભવાથી મળી શકે છે. હાલ તો વખત એવો આવ્યો છે કે લોકો પોત પોતાની નમાઝ જેમ બને તેમ ઝડપથી ગુજારી ચાલવા માંડે છે. પોતાને કાંઇ જરૂરી કામ હોય ને જવું પડે એ એક જુદી વાત છે, પણ ખામુખા વગર કારણે એકદમ નાસી જવું એ ઇસ્લામે બાંધેલા સંગઠનના ધોરણને તોડી નાખવા બરાબર છે. આથી જોઈ શકાય છે કે નમાઝ જે ઇસ્લામી સંગઠનનો એક પાયો છે તેનો લાભ ભાઇઓ જો બે ચાર મીનીટ વધારે થોભે તો તેઓ જરૂર મેળવી શકે છે. નમાઝ પછી

ફાતેહા પઢવાના ધોરણમાં આવી ખુબી રહેલી છે. જો ભાઇઓ પોત પોતાની નમાઝ ઝડપથી પઢીને ચાલવા માંડે તો તેથી કાંઇ સંગઠનનો લાભ મળી શકે નહીં.

આવું ઇસ્લામી સંગઠન જેના લાભ ભાઇઓને દીવસમાં પાંચ વખત મળી શકે છે તે મળતા કેમ અટકે અને કોમમાં અફરા તફરી શી રીતે થાય એવા ખ્યાલો ઇસ્લામના કેટલાક કદીમી વિરોધીઓના મનમાં આવવા લાગ્યા. તેઓ નમાઝ બંધ કરવા રસ્તો મેળવી શકતા નહોતા કારણ કે તે એક ફરઝ ચીજ હોવાથી મુસલમાનો તેનાથી અલગ થઇ શકે એમ નહોતું. વળી આવી ફરજ ચીજ વિરૂધ્ધ તે વિરોધીઓથી પગલાં પણ ભરી શકાય એમ નહોતું કારણ કે તે એક ધાર્મિક દખલગીરી ગણાય, એટલે મુશકેલી ઉભી થતી હતી. આવું હોવાથી તેમના તરફથી એક નવી યુકતી રચવાની કોશીશ થઇ અને તે એ કે એકલી નમાઝથી સંગઠનનો લાભ મળતો નથી પણ નમાઝ પછી ફાતેહા માટે મુસલમાનો થોભે છે તેથી તેમને પોતાના જથામાં મશવરા માટે વાતચીત કરવાનો અને પોતાની બેહતરીના ઇલાજ લેવાનો વખત મળે છે અને એ મશવરા ઉપરથી કેવાં પગલાં ભરવાં અને શું કરવું તે તેઓ શોધી કહાડે છે. આથી નમાઝ નહીં બંધ કરતાં ફાતેહાજ બંધ કરવામાં આવે તો એ સંગઠનનો લાભ મળતો અટકે એમ છે. આ હેતુથી તેમણે કેટલાક ઇસ્લામીઓને પોતાના હાથ ઉપર લીધા અને તેમની મારફત એવી કિતાબો લખાવીને બહાર પડાવી કે ફાતેહા એ "બિદઅત" છે અને તેને છોડી દેવામાં સવાબ—ફાયદો છે. આ બાબત ઉપર એટલું બધું જોર દેવામાં આવ્યું કે જેથી ભાઇઓના

મનમાં તે એક "બિદઅત" છે એવી ખાત્રી થતી ચાલી. જુદા જુદા રિસાલા એ વિશે બહાર પાડવામાં આવ્યા અને વાએઝો પણ વખતો વખત જોરથી એજ વિશે કરવામાં આવી. હજુ પણ એવોજ મામલો જોરથી ચાલી રહયો છે કે ફાતેહા એ "બિદઅત" છે. આથી પરિણામ એ આવ્યું કે કેટલાક ભાઇઓ તેને "બિદઅત" સમજવા લાગ્યા અને તેને છોડવામાં ખાસ સવાબ માનતા ગયા. આ વાત તેઓ એટલે સુધી મનમાં ઠસાવી બેઠા કે બસ એવું બિદઅતી કામ કરવું નહીં. આથી તેઓ પોત પોતાની નમાઝ ઝડપથી પઢીને એક-દમ ચાલી જવામાં આનંદ માનવા લાગ્યા અને એ મામલો એટલે સુધી વધી ગયો કે ફાતેહા પઢનારાઓ માટે તેમના મનમાં નફરત પેદા થઈ ગઇ. અને તેઓ ફાતેહા પઢનારાઓને બિદઅતી કહેવા લાગ્યા એટલુંજ નહીં, પણ તેમને બુરી નજરથી જોવા લાગ્યા. અને તેથી કોમમાં કુસંપ જાગ્યો અને એકસંપી તુટી ઝગડા થવા લાગ્યા. આથી સંગઠનનો લાભ બંધ થઇ ગયો અને ફિસાદ ઉભો થયો.

આવો મામલો થઇ જવાથી વિરોધીઓનો હેતુ પાર પડવા લાગ્યો. તેમણે જોયું કે આ દિશામાં જો હજુ વધુ જોરથી કામ કરવામાં આવે તો પુરી રીતે મતલબ પાર પડે એમ છે, તેથી તેમણે પગારદાર માણસો રાખીને જાહેર વાએજો કરાવી એ ઉપર વધુ જોર દેવાડવાનું શરૂ કર્યું, અને આજે પણ તેવુંજ જોર જારી છે. આવા વાએજ કરનારા જેટલું જોર નમાઝ રોઝા ઉપર દેતા નથી તેથી ચોગણું જોર ફાતેહાને "બિદઅત" બતાવવા ઉપર દે છે એનું કારણ એજ છે કે તેમાં વિરોધીઓનો ભાવાર્થ સમાએલો છે. ભાઇઓએ સમજવું જોઇએ કે ફાતેહામાં એક વખત "અલ્હ-

મેલ" અને ત્રણ વખત "કુલ હોવલ્લાહ"ની સુરતો પઢવામાં આવે છે જે કુરાને શરીફનો એક ભાગ છે. કુલ—હોવલ્લાહ માટે તો એવો હુકમ છે કે જે માણસ ત્રણ વખત એ સુરત પઢે છે તેને આખા કુરાન શરીફ પઢવા જેટલો સવાબ મળે છે. હવે જો વિચાર કરવામાં આવે કે આ બે સુરતો જે કુરાન શરીફનો એક ભાગ છે તે પઢવામાં ગુન્હો શું છે? કુરાન શરીફનો જરા પણ ભાગ કોઇ પણ વખત પઢવામાં આવે તો તે સવાબથી ખાલી નથી એવો તો ઇસ્લામનો ચોખ્ખો હુકમ છે, તો પછી આ ભાગ નમાઝ પછી જુમ્મુ સાથે પઢવામાં વધારે સવાબ રહેલો છે એ ચોખ્ખું છે. આ કામમાં આટલો બધો સવાબ છે એટલુંજ નહીં, પણ તેથી ઇસ્લામી સંગઠનના જે કીમતી ફાયદા છે તે પણ મળી રહે છે તો પણ આ કામને બિદઅત—બુરૂં બતાવવામાં આવે છે એ કેટલું અફસોસી ઉપજાવનારૂં છે તેનો વિચાર કરવો જોઇએ. પણ આમાં વિરોધીઓની હિકમતો રહેલી છે જે તેઓ પોતાની હમેશની કોશીશોથી પાર પાડી રહ્યા છે, અને કોમને એ બહાને લડાવી સંગઠના ફાયદાથી અલગ કરી રહ્યા છે. ફાતેહા પઢવા એ મુસતહબ (ઠીક) છે. એટલે પઢે તો સવાબ છે અને ના પઢે તો કાંઇ ગુન્હો નથી. હવે જો કોઇને ઘણું જરૂરી કામ હોય અને જલદી જવાનું હોય તેથી ફાતેહા પઢવા થોભવા જેટલો વખત ન હોય તો ચાલી જવામાં કાંઇ વાંધા જેવું નથી, પણ વગર કામે ખાલી મસજીદમાંથી બહાર જઈ વાતોના ગપ્પાં મારવાનાં હોય અથવા ખાલી ઘેર જવાનું કે ફરવા જવાનું હોય તો બે મીનીટ વધારે થોભી એ ઇસ્લામી સંગઠનનો ફાયદો પોતે લેવામાં અને ભાઇઓને તે લેવા દેવામાં શું વાંધો છે એ

સમજાતું નથી. આ એક જોવામાં નાની બાબત જણાય છે, પણ અંદરખાને જોતાં તેમાં ઇસ્લામના બેહદ ફાયદા રહેલા છે. પણ તેનો પણ ભાઇઓ વિચાર કરતા નથી.

નમાઝ પછીના ફાતેહા માટે "શમશીરે ઇસ્લામ" નામની કીતાબ જે મુંબાઇના મોલવી મોહંમદ યુસુફ બિન હાજી યાકુબ દુરવેશ સાહેબે છપાવીને બહાર પાડી છે તેના બીજા પાના ઉપર ચોખ્ખું લખ્યું છે કે "નમાઝ અથવા કોઇ નિફલ ઇબાદત પછી ફાતેહા પઢવા—દોઆ માગવી એ દુરસ્ત અને જાએઝ છે. હદીસોની મોતેબર કિતાબોમાં લખેલું છે કે અલ્લાહની નજીક દોઆથી વધારે બુજુર્ગ ચીજ બીજી કોઇ નથી. અગર કોઈ સખસ નમાઝ પઢે અને ફાતેહાના તૌરપર દુવા ન માગે તો તેની નમાઝ ખુદા તઆલા તેના મ્હોંડાપર મારે છે (ના કબુલ કરે છે.) કારણ કે તે કોઇની ઇબાદતની દરકાર રાખતો નથી. નમાઝ પછી દુવા ન માગવી એ ખુદાને હાજતોનો બર લાવવાવાળો નહીં ગણવા બરાબર છે. અને એ એક મોટો ગુન્હો છે. દુવાની પહેલાં અને પછી દરુદ શરીફ પઢવું સુન્નત છે. એજ ચારે ઈમામોનો મઝહબ છે. જે સખસ ફાતેહા પઢવાથી અને દરુદ શરીફ પઢવાથી ઇનકાર કરે તે ગુમરાહ છે અને પયગમ્બરના તરીકાથી ઘણોજ દુર છે, તેમજ તે કયામતના દિવસે હઝરતની શફાઅતથી મેહરૂમ અને બેનસીબ રહેશે, વિગેરે તે કિતાબમાં લખેલું છે. જો ફાતેહા માટે શરીઅતનો આધાર નહોત તો તેઓ આવું કદી લખતજ નહીં.

નમાઝ અદા કર્યા પછી ફાતેહા પઢી બધા ભાઇઓ જો ભેગા મળી તે વખતે ચોખ્ખા મનથી દોઆ માગે અને આજીજી કરે તો

ખુદા તે વખતના તેમના નિખાલિસપણાને લીધે તે જરૂર કબુલ કરે અને ફાયદો થાય. ફાતેહા એ ખુદા આગળ દુવા છે તો તે માગવામાં ગુન્હા જેવું શું છે? કોઈ કહેશે કે નમાઝ એ દુવા છે, અને ફાતેહા એ વધારે પડતી ચીજ છે તો તેની જરૂર નથી, તો આપણે કહીશું કે કદાચ ખુદા આગળ વધારે દુવા માગવામાં આવે તો શું ખુદા નારાજ થઇ જાય છે? આપણે જેટલી વધારે આજીજી તેની આગળ કરીશું તેટલોજ તે વધારે ખુશ થશે અને આપણી દુવા કબુલ કરશે. આમાં નુકસાન જેવું શું છે? ભેગા થએલા ભાઇઓમાં કોઇને કોઇ ભાઇ એવા જરૂર હશે જેમની દુવા ખુદા મકબુલ કરશે અને આપણું કામ થશે. પણ જ્યાં આવા દેખીતા ફાયદા આપણને નજ લેવા દેવા એવો હેતુ રહેલો હોય તો પછી પુછવાનુંજ શું?

આ ઉપરાંત મરી ગએલાઓની અરવાહોને સવાબ પહોંચાડવા માટે પણ ફાતેહા જેવી ચીજ ઘણી જરૂરી છે. ફાતેહામાં કુરાને શરીફનો ભાગજ પઢવામાં આવે છે તો તે પઢનારને સવાબ થાય છે એટલુંજ નહીં, પણ તે પઢીને જેની અરવાહને બખશવામાં આવે છે તેને પણ તેનો સવાબ પહોંચે છે. મહાન હઝરત પયગમ્બર સ૦ ઓહોદની લડાઇમાં શહીદ થએલાઓની કબર પર વખતો વખત ફાતેહા પઢવા જતા હતા એ વાત તો જગ જાહેર છે. આવા ફાતેહા પણ કેટલાક લોકો ઉપલા ફાતેહાને જોર દેવા છોડાવવા કોશીશ કરે છે અને તેને બિદઅત બતાવે છે: આનો હેતુ એજ છે કે આવા મસલા ઉભા કરી કોમમાં હમેશાં નવા નવા ફિસાદ જગાડવા અને કોમને એક થવા ન દેવી. ફાતેહા બંધ કરી જીવતાઓને ફાયદો ન લેવા દેવો એટલુંજ નહીં પણ મરી ગએલાઓને પણ તે સવાબથી મેહરૂમ-બેનસીબ રાખવા! આ

દેખીતું નુકસાન કોમને નથી તો બીજું શું છે? નમાઝ પછી તથા બીજા કોઈ પણ વખત ફાતેહા પઢવા એ સારૂં કામ છે એવા આધારો જોઈએ તેટલા છે. જેને જોઈતા હોય તે પંજાબમાં અમૃતસરના "અલ-ફકીહ" પેપરની ઓફીસમાંથી મંગાવીને જોઈ શકે છે.

જુમ્માના દીવસે જુમ્માની નમાઝ પછી એક બીજાની સાથે મુસાફો કરવામાં પણ ઘણી ખુબીઓ રહેલી છે. તેનાથી પણ એક બીજામાં મોહબ્બત પેદા થાય છે અને કોમની એકસંપી મજબુત થાય છે. આવું હોવાથીજ મુસાફાને સુન્નત ગણવામાં આવે છે. ઇસ્લામમાં તેને માટે ફરમાન છે કે એક મુસલમાને બીજા મુસલમાન સાથે મુસાફો કરવામાં ઘણી નેકીઓ રહેલી છે. મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦ સ૦) સાહેબે ફરમાવ્યું છે કે "જ્યારે બે મુસલમાનો પોત પોતામાં મુસાફો કરે છે ત્યારે સિત્તેર રેહેમતો-નેકીઓ તેમને ખુદા તરફથી મળે છે અને તેમાંની અગનોતેર નેકીઓ જે માણસ વધારે ખુશીથી મુસાફો કરે છે તેને મળે છે. તે ઉપરાંત ત્યાં કોઇ બુજુર્ગ હાજર હોય તો તેમના હાથ ચુમવામાં પણ સવાબ છે. જ્યારે બે મુસલમાનો એક બીજાને સલામ કરે છે ત્યારે સો નેકીઓ તેમને મળે છે તેમાં નેવું નેકીઓ જે પહેલાં સલામ કરે છે તેને મળે છે." આથી ચોખ્ખું જણાય છે કે સલામ કરવી અને મુસાફો કરવો તેમાં ઘણોજ સવાબ રહેલો છે. આવા મુસાફાને પણ હાલ કેટલાક લોકો બિદ્અત બતાવે છે. જુમ્માની નમાઝ પછી ફાતેહા પઢી મુસલમાનો એક બીજા સાથે મુસાફો કરે છે તેથી એક બીજાની સાથે પ્રેમથી મળવાનો પ્રસંગ મળે છે અને તેમનામાં મોહબ્બતનો વધારો થાય છે અને એકસંપી-સંગઠન મજબુત થાય છે.

ઇસ્લામમાં એવું ફરમાવેલું છે કે એક મુસલમાને બીજા મુસલમાનથી કીનો રાખવો નહીં તથા ત્રણ દીવસ કરતાં વધારે અબોલા રહેવું નહીં. પણ માનવી સ્વભાવ એવો છે કે જ્યાં જરા તકરાર થાય છે કે માણસ બોલવાનું મુકી દે છે. અને જ્યારે આવો મામલો વધુ વખત ચાલે છે તો બુરાઇ વધતી જાય છે અને છેવટે ફિસાદ ઉભો થાય છે જે વિરોધીઓનો હેતુ છે. પણ જો જુમ્માની નમાઝ પછી ફાતેહા પઢીને એક બીજાથી મુસાફો કરવાનો હુકમ પાળવામાં આવે તો ગમે તેવા ઉંચા જીવ હોય તોપણ ખુદાના ઘરમાં તે વખતના નિર્મળ વાતાવરણમાં માણસ સામે આવે તો ખુદાના ખોફને લીધે પણ મુસાફો કરવો પડે છે. અને એક જુમ્માએ મુસાફો કીધો તો પછી બીજી જુમ્માએ વાંધો આવતો નથી. એમ કરતાં કરતાં બે ત્રણ જુમ્મામાં તો માણસ મળતો હળતો થઇ જાય છે અને બોલચાલ પણ શરૂ થાય છે. આથી જોઇ શકાય છે કે મુસાફો એ એકસંપી અને મોહબ્બત કરાવનારી એક ખાસ ચીજ છે. આનાથી કોમમાં પ્રેમ વધે છે અને સંગઠન થાય છે તેથી તે ચીજ પણ વિરોધીઓને પસંદ પડતી નથી અને તેને પણ બિદઅત-બુરી બતાવવામાં આવે છે. પહેલાં ફાતેહા પઢવામાં આવે છે અને પછી મુસાફો કરવામાં આવે છે. હવે જ્યારે ફાતેહાનેજ બિદઅત ગણી લોકો જમાતખાના બહાર ઝડપથી ચાલવા માંડે છે તો પછી મુસાફાની શું વાત ? ફાતેહા પઢવાજ થોભતા નથી તો પછી મુસાફાનો વખતજ કયાંથી આવે ? પણ આ બધું વિરોધીઓની હિકમતનું પરિણામ છે જે રાત દિવસ ચાલુ છે.

મુસાફાને બિદઅત બતાવવામાં આવે છે તેનો હેતુ પણ એજ છે કે લોકો એક બીજાથી મળતા અટકે. ફાતેહા એ બિદઅત ચીજ

બતાવી તો ખરી તોપણ કેટલાક લોકો તે વાત નહીં માનતાં કદાચ પઢે તો તેની પાછળ મુસાફો આવે છે તે બીજી બિદઅત! એટલે કોમ સંગઠનનો જરા પણ ફાયદો ન મેળવી શકે! આને માટે જ્યારે એ લોકોને પુછવામાં આવે છે તો તેઓ એ વિશેનો કાંઇ આધાર નહીં હોવાથી ના તો કહી શકતા નથી, પણ એવું બતાવે છે કે મુસાફો એ કોઈ ઠેકાણેથી આવતાં મુલાકાત વખતે કે કોઈ ઠેકાણે જવા જુદા પડતી વખતે કરવામાં વાંધો નથી પણ મસ્જીદમાં નમાઝ વખતે બધા ભેગા હોય છે તે વખતે તેની કાંઇ જરૂર નથી! પણ એ લોકો એટલું સમજતા નથી કે બે મુસલમાનોમાં જે ચીજ મેળાપ કરાવનારી છે તે ઉમદાજ છે. વળી તે વખતે નમાઝમાં કેટલાક લોકો એવા હોય છે કે જેમને પોતાના કામ ધંધાને લીધે એક બીજાથી આ જુમ્માના દીવસેજ મળવાનો પ્રસંગ મળે છે અને તે નમાઝ પછી મળે છે. અને કેટલાક એવા હોય છે કે આ મુસાફો કરીનેજ છુટા પડી કામ ધંધે ચાલ્યા જાય છે તો તેમાં મળવાનો તથા છુટા પડવાનો એ બંને પ્રસંગ આવી જાય છે. એટલે એ રીતે પણ મુસાફો કરવા કાંઇ વાંધો નથી. પણ જ્યાં હેતુજ જુદો હોય તો પછી તેને બુરૂં બતાવવામાં આવે એ ઉઘાડું છે. આની મતલબ પણ એટલીજ છે કે મુસલમાનોને મળવા ન દેવા!

જુમ્માના દીવસે બપોરે જુમ્માની નમાઝ પહેલાં તે વખત ખુત્બો થાય છે, પછી નમાઝ પઢવામાં આવે છે, તે પછી ફાતેહા થાય છે, અને છેવટે મુસાફો કરવામાં આવે છે. હવે ફાતેહા અને મુસાફાને બિદઅત બતાવી તેના ફાયદાથી લોકોને દુર રાખ્યા તોપણ જાણે તેથી સંતોષ ન થયો હોય તેમ એ પણ જાહેર કરી દીધું કે શહેર વગર

 

નાના ગામમાં જુમ્માની નમાઝ થઇ શકતી નથી. એટલે કે જો નાના ગામમાં જુમ્માની નમાઝ પઢશો તો તમારી એ નમાઝ નકામી જશે! એટલે કે ગામડામાં રહેનારાઓએ મોટા શહેરમાં જુમ્માની નમાઝ પઢવા જવું! આનો અર્થ એજ કે ગામડાવાળાઓએ એ નમાઝ પણ ન પઢવી! તેઓ જાણે છે કે નાના ગામનાં માણસો શહેર દુર હોવાથી ત્યાં કામ ધંધાને લીધે દર જુમ્માએ જઈ શકવાના નથી એટલે તેમની એટલી નમાઝ તો છુટશે! આ બધી ઇસ્લામનું સંગઠન તોડવાની વિરોધીઓના મતલબની વાત નથીં તો બીજું શું છે? જુમ્માની શરતોને જોવા જઇએ છીએ તો તો આખા હીંદુસ્તાનમાં ગેર-ઇસ્લામી સલતનત હોવાથી તેમજ શરઇ કાઝીની હુકમત નહીં હોવાથી કોઇ પણ ઠેકાણે જુમ્માની નમાઝ થવી મુશકેલ છે, તો પછી અહીં ગામડાનો સવાલજ શું છે? પણ અહીં ગામડાં વધારે છે અને શહેર થોડાં છે એટલે એવી વાત મુકી દીધી કે વધારે ગામોના લોકો તે પઢતા મટે!

આપણા કેટલાક ભાઇઓ પણ આ વાત બરાબર ધ્યાનમાં ઉતારતા નથી, અને બસ તે લોકોના દેખા દેખી એજ કહે જાય છે કે ગામડામાં જુમ્માની નમાઝ દુરસ્ત નથી! હવે ગામડાની વાત બાજુ ઉપર મુકતાં શહેરની વાત ઉપર ધ્યાન આપીએ.

જુમ્માની શરત તો એ છે કે શહેરની જુમ્મા મસજીદમાં બધા શહેરીઓએ ભેગા થવું. અને તેમાંજ સવાબ છે. તો આ હુકમ શહેરમાં કેટલે દરજ્જે પળાય છે? તેઓ તો જુમ્મા મસ્જીદમાં નહીં જતાં આસાનીની ખાતર પોત પોતાનાં મહોલ્લાની મસજીદમાં જુમ્માની નમાઝ પઢી લે છે! તો આ નમાઝ કેમ થઈ જાય છે! ગામડાઓના લોકોને શહેરમાં જવાની શરત કદાચ એટલાજ માટે રાખી હોય

કે બધાનો એક ઠેકાણે જબરો જમાવ થાય, અને વધારે સવાબ મળે. હવે શહેરમાંજ જુમ્મા મસજીદ મુકી મહોલ્લે મહોલ્લે જુમ્માની નમાઝ થતી હોય તો જુમ્માની શરત ક્યાં સચવાય છે? વળી શહેરમાં ઇદની નમાઝની શરત એ છે કે તમામ લોકોએ એ નમાઝ ઇદગાહમાં જઇને પઢવી છતાં શહેરના લોકો ઇદગાહમાં નહીં જતાં પોત પોતાના મહોલ્લાઓની મસ્જીદોમાં પઢી લે છે અને ઇદની નમાઝ અદા થઇ એમ માને છે! હવે જ્યારે જુમ્માની અને ઇદની નમાઝ તેની શરત વિરૂદ્ધ શહેરના મહોલ્લાઓની મસજીદોમાં થઇ જાય છે તો પછી ગામડાઓ માટે શરતનો સવાલજ ક્યાં રહે છે? પહેલાં મોટા શહેરોની નમાઝ તો શરત પ્રમાણે અદા કરાવો! પછી ગામડાઓનો સવાલ પકડજો! પણ આમાં તમારો વાંક નથી! તમને તો હિકમતથી એ રસ્તે દોરવામાં આવે છે કે તમે એક બીજાને તાના મારી માંહો માંહે લડો અને સંગઠનના લાભથી મેહરૂમ રહો!

જે લોકો ગામડાઓમાં જુમ્મા દુરસ્ત નથી એવું કહે છે તેમને કેટલાક ભાઇઓ ઠપકો આપે છે તો તેઓ પોતાનો બચાવ એમ કહીને કરે છે કે આ ઠપકો ઇસ્લામી શરીઅતને અપાઇ રહ્યો છે કારણ કે શરીઅત આવું કહે છે. અમે કહેતા નથી! હવે જો એ ભાઇઓની આ દલીલ ખરી હોય તો આપણે તેમને કહીશું કે હાલ કેટલાક લોકો તરફથી વ્યાજ હલાલ કરી દેવામાં આવ્યું છે એ કઇ શરીઅત કહે છે? પાસ પોર્ટ માટે તસવીરો—ફોટાઓ પડાવવામાં આવે છે, વીમા ઉતરાવવામાં આવે છે, સટ્ટા કરવામાં આવે છે, નાદાર થઈ લોકોના નાણા દબાવી દેવામાં આવે છે, લગન વખતે હજારો રૂપીઆના

લુગડાં અને હજારો રૂપીઆના ઘરેણા છોકરી માટે જમાઇ પાસેથી લેવામાં આવે છે, દહાડી મુંડાવવામાં આવે છે, અંગ્રેજી વાળ રખાવવામાં આવે છે, કંચનીઓના ગાયનના રેકર્ડો (થાળીઓ) અને ગ્રામોફોનોનો રાત દીવસ ઉપયોગ કરવામાં આવે છે, એ થાળીઓ ઉપર (હિઝ માસ્ટર્સ વોઇસ વાળી) કુતરાની તસવીર હોય છે તે ઘરમાં રાખવામાં આવે છે, મુશરિકોની તારીફો કરવામાં આવે છે, ઇલ્મની ઉજરત લેવામાં આવે છે, વિગેરે આ જમાનામાં સઉ પોતાની આસાની માટે "મજબુરી"ના નામે થાય છે! આ વખતે શરીઅત માટે જાહેર હીંમત બતાવવા કોઇ ઉભું થતું નથી! અને ગામડા વાળા બિચારા મજબુરીને લીધે પોતાના ગામમાં જુમ્માની નમાઝ પઢે છે તો તેમને શરીઅતના નામે દબાવવામાં આવે છે! પોતાની મજબુરી માટે તો ભાઇઓ સઉ ચીજ દુરસ્ત કરી નાખે છે અને ગામડાવાળા બિચારા પોતાની મજબુરીને લીધે આવું કરે છે તો તેમાં પણ તેમને બદલામ કરવામાં આવે છે! વ્યાજ, પાસ પોર્ટની તસવીરો, વીમા, ઇલ્મની ઉજરત, વિગેરે માટે તો એવી દલીલ કરવામાં આવે છે કે અમુક કારણને લીધે આલીમો તે જાયઝ બતાવે છે અને તેથીજ તેઓ પોતે પણ તે કામ કરે છે! જ્યારે આવી ચીજો આલીમો મજબુરીને નામે દુરસ્ત કરી નાખે છે (જો કે તે શરઇ મજબુરી નથી) તો પછી ગામડાવાળાઓને પોતાના ગામથી દુર આવેલા શહેરોમાં તડકા, તાપ કે વરસાદમાં લાંબો પંથ કાપીને જવું પડે જેમાં તેમનો આખો દીવસ નીકળી જાય અને બધો વખત ભુખ્યા રહેવું પડે તેમાં તેમની મજબુરી ધ્યાનમાં લેવામાં આવતી નથી! આ પ્રમાણે તેઓ મજબુરીની ખાતર જુમ્માની નમાઝ પોતાના ગામની

મસ્જીદમાં ગુજારે તો તેમાં કોલાહલ અને શોર શા માટે ? જુમ્માની નમાઝની શરતો પ્રમાણે તો ઇસ્લામી સલતનત, શરઇ કાઝીની હુકમત વિગેરેનો સવાલ આગળ આવે છે અને તેથીજ મોટા શહેરોમાં પણ લોકો જુમ્માની નમાઝ પછી ઝોહરની નમાઝના ચાર ફરઝ (એહતેયાતની ખાતર) પઢે છે એનો અર્થ એજ છે કે મોટા શહેરોમાં પણ શરઈ હુકમતની ગેરહાજરીમાં જુમ્માની નમાઝ જાએઝ થાય છે કે કેમ તેનો તેમના મનમાં શક રહે છે. જો આવુંજ છે તો પછી નાના ગામોનો શું સવાલ છે ! જુમ્માની શરતો તો બધીજ વસ્તીઓને એક સરખી લાગુ પડવી જોઇએ ! અને મોટા શહેરોમાં પણ જુમ્માની નમાઝ આ શરતોના આધારે બંધ કરવી જોઇએ ! પણ ગભરાશો નહીં ! આખરે તો એવાજ ફતવા નીકળવાના છે ! અને નીકળી રહ્યા છે !

ફાતેહા અને મુસાફાને બિદઅત બતાવનારા હાલના કેટલાક લોકો જે એ સારી ચીજોને હજુ બિદઅત જણાવી રહ્યા છે તેમણે એ સમજવું જોઇએ કે "બિદઅત" શું ચીજ છે !

"બિદઅત" નો અર્થ હાલ કેટલાક તરફથી એવો કરવામાં આવે એ છે કે જે ચીજ મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦ સ૦) ના કે તેમના ચાર મહાન ખલીફાઓના વખતમાં નહોતી તે દીનમાં નવી પેદા કરવી. હવે આ પ્રમાણે જોતાં તો માલમ પડે છે કે તેમના વખતમાં જાત જાતના રંગના છાપેલા કુરાને શરીફ, તફસીરો, કુરાને શરીફના તરજુમા, મદરસા, ઇલ્મની ઉજરત, આરાસ્તા–શોભાવાળી મસજીદો, મદરસાના વાર્ષિક જલસા, ચાર મઝહબ જેવા કે હનફી, શાફઇ, માલેકી, હમ્બલી વિગેરે જેવું કશું નહોતું, તો તે દીનમાં ક્યાંથી આવ્યું ? જો એમ કહેવામાં આવે

કે "બિદઅત"ના બે પ્રકાર છે. એક સારી (હસના) અને બાજી બુરી (સૈયેઆ). તો જેનાથી ઇસ્લામને ફાયદો થતો હોય તે સારી અને નુકસાન થતું હોય તે બુરી. તો શું ફાતેહા અને મુસાફાથી ઇસ્લામને નુકસાન પહોંચે છે, કે ફાયદો થાય છે? જ્યારે તેનાથી દેખાતો ફાયદો છે તો પછી તેને બુરી બતાવનારા કેવું કામ કરી રહયા છે તે તેમણે વિચારવાનું છે.

વ્યાજ ખાનારા, સટ્ટા કરનારા, ખુદાને ભુલીને વીમા ઉતરાવનારા, લા લેનારા (લોકોના માગતા નાણા નહીં પતાવનારા), જુઠું બોલનારા, હસદ કરનારા, ગીબત કરનારા, સોગંદ ઉપર કોરટમાં જુઠી જબાનીઓ આપનારા, પુરી ઝકાત નહીં કહાડનારા, ચોપડામાં જુઠી નોંધો કરનારા, સગાંવાહલાંઓના હક અદા નહીં કરનારા, મુશરિક આગેવાનો, શેઠીયાઓ કે અમલદારોની તારીફો કરનારા, નોકરોને સતાવનારા, ગરીબોને ધુતકારનારા, ઘરડાં માબાપોની તાબેદારી નહીં કરનારા, દહાડી મુંડાવનારા, નાટકો જોનારા, વિગેરે હાલ આ દુનિયામાં ક્યાં ઓછા છે? એ બધી વાતો ધમધોકાર કરનારાઓને પડતા મુકવા અને ફાતેહા તથા મુસાફાનેજ પકડી બેસવું એ શું બતાવે છે તેનો વિચાર કરવાનો છે. ફાતેહા તથા મુસાફો એ તો ફાયદાની ચીજો છે અને સંગઠનના સાધનો છે તો તેને તોડવાથી શું ફાયદો? હાલ કેટલાક ઇસ્લામી ભાઇઓ આર્યોનું સંગઠન કાયમ થતું જોઈ એવી વાતો કરે છે કે આપણે પણ આપણું સંગઠન કરવું. પણ તેઓ ફાતેહા તથા મુસાફાને રદ કરીને પોતાનું જુનું ઇસ્લામી સંગઠન કેવી રીતે તોડી રહયા છે તેનો વિચાર કરવો ઘટે છે?

કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે "અલ્લાહની રસ્સીને બધા મળીને મજબુતીથી પકડો." આનો અર્થ એજ છે કે બધા મુસલમાનો સાથે મળી ખુદાના નામથી પોતાની મજબુત એકસંપી કાયમ કરો અને બધા સંગઠનમાં જોડાઇ જાઓ. ફાતેહા અને મુસાફો એ નમાઝમાં રહેલા સંગઠનનો હેતુ પાર પડવાનાં અગત્યનાં સાધન છે અને એનો અમલ ખુદાની દુવાના નામથી અને ખુદાનાજ ઘરમાં થાય છે. જે સંગઠન ખુદાની દુવાના નામથી અને ખુદાનાજ ઘરમાં કાયમ થતું હોય તેમાં કેટલો બધો સવાબ રહેલો હોય તેનો વિચાર કરવો જોઇએ. હવે આવા નેકીવાળા સંગઠનનાં સાધનોને બુરાં જણાવી ભાઇઓને તેમનાથી અલગ પાડવા અને તેમને તોડવાં તેમાં કેટલી નેકી રહેલી છે તેનો ખ્યાલ ભાઇઓએ પોતેજ કરી લેવાનો છે એના માટે બીજી દલીલની જરૂરજ નથી. નમાઝ પછી ફાતેહા પઢવી અથવા મુસાફો કરવો એ હરામ છે એવું તો શરીઅતમાં કોઇ ઠેકાણે કહ્યું નથી. જ્યારે એ બંને ચીજો નાદુરસ્ત હોવાની શરીઅતમાં કોઇ ચોખ્ખી દલીલ કે આધાર નથી તો પછી તે કરવામાં કાંઇ પણ ગુન્હો લાગુ પડતો નથી. કદાચ ધારો કે તે બિદઅત (નવી ચીજ હોય તોપણ તે બિદઅતે હસના (સારી) છે, બિદઅતે સૈયેઆ (બુરી તો નથીજ. અને બિદઅતે હસનામાં શરીઅત પ્રમાણે કાંઇ ગુન્હો લાગુ પડતો નથી; બલકે બીજી બિદઅતે હસના માફક તેમાં સવાબજ રહેલો છે, કારણ કે તેનાથી ઇસ્લામી સંગઠન મજબુત થાય છે. જે ચીજથી મુસલમાન ભાઇઓમાં સંગઠન થાય અને તે ચીજ શરીઅતમાં હરામ હોવાની ચોખ્ખી દલીલ ન હોય તો તે બુરી નથીજ. એને માટે કોઇને પુછવા જેવું છેજ નહીં. હનફી, શાફેઇ

માલેકી અને હમ્બલી એ ચાર મઝહબ મહાન હઝરત પયગમ્બર (સ૦)ના કે ચાર અસહાબોના વખતમાં નહોતા, તે વખતે તફસીરો નહોતી, સર્ફ નહુના કાયદાની કિતાબો નહોતી, છાપેલાં રંગબેરંગી કુરાન શરીફ નહોતાં, તેના ઉરદુ તથા ગુજરાતી તરજુમા નહોતા, સુશોભિત આલીશાન મસજીદો નહોતી, મદરસાના જલસા નહોતા, ઇલમની ઉજરત નહોતી. આ સઉ દીનમાં પાછળથી થએલી ચીજો છે. તે બિદઅત નહીં અને સૂરએ ફાતેહા (અલહમ્દો) જે મહાન હઝરત પયગમ્બરના જમાનામા તેમનીજ ઉપર ઉતરેલા કુરાને શરીફનો એક ખાસ ભાગ છે તે બિદઅત! પણ ભાઇઓએ સમજવું જોઇએ કે આને બિદઅત ઠરાવવામાં ખાસ હેતુ રહેલો છે, જે આપણે આગળ જોઈ ગયા છીએ, અને હવે પછી જોઇશું.

એ ફાતેહા તથા મુસાફાને બિદઅત બતાવનારા ભાઇઓ કહે છે કે જે મોલવીઓ એને બિદઅત બતાવે છે તે સુન્નતની પેરવી કરનારા છે એટલે જે કામ મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦ સ૦) સાહેબે કર્યાં તેનોજ અમલ કરનારા છે તેથી એ કહે તે માનવું જોઇએ, પણ એ ભાઇઓને એ કયાં ખબર છે કે પયગમ્બર સાહેબની સુન્નત ઉપર અમલ કરવા એ તો મહા મુશકેલ કામ છે!

પયગમ્બર સાહેબ તો ઘણી વખત ભોંય ઉપર એક ચટાઇ પાથરી સુઇ રહેતા હતા, જોડા પણ હાથે દુરસ કરતા હતા, લાકડાં પણ જાતે વીણી લાવતા હતા, ઘણો વખત રોજા રાખતા હતા અને ફક્ત ખજુર કે જવની રોટલી ખાઇને દહાડા કહાડતા હતા, પાણી પણ એક જેવા તેવા લાકડાના પ્યાલામાં પીતા હતા, હમેશાં એકજ તરકારીથી રોટલી ખાતા હતા અને તે પણ માટી કે લાકડાના

વાસણુમાં, તેમણે સારાં સારાં લુગડાં પહેર્યાં નથી, સારા પલંગ પર કદી સુતા નથી, સારૂં મકાન પણ કદી બનાવ્યું નથી, ઘણી વખત રાત્રે દીવા વગર પણ ચલાવી લેતા, તેઓ નમાઝ એટલી બધી પઢતા કે તેમના મુબારક પગો પર સોજા ચડી જતા. તેઓ પાછ-ળથી આખા અરબસ્તાન દેશના સરદાર બન્યા હતા પણ તેમણે પોતાની આ રીતભાત છોડી નહોતી. તેમની આ સુન્નતો ઉપર હાલ એ લોકો કેટલો અમલ કરે છે? સુન્નતની ખાલી વાતો છે! જે સહેલી સુન્નત હોય છે તે પકડી લેવામાં આવે છે અને જેમાં મેહ-નત પડે છે તે તરફ કોઇ ઝાંખીને પણ જોતું નથી!

આ ફાતેહા અને મુસાફાને બિદઅત બતાવનારા લોકો કહે છે કે એ ચીજોને મોટા આલિમો બિદઅત બતાવે છે એટલે આલીમો કદી ખોટા હોય નહીં. તેઓ દીનની વાતો સારી રીતે જાણે છે અને નેકીથી ચાલે છે એટલે તેમની વાત ઉપર ભરોસો રાખવો જોઇએ. એ ખરૂં છે પણ હાલ તેવા નેકીથી ચાલનારા આલિમો ઘણાજ થોડા નીકળશે. બાકી બીજા તો ઘણા એવા ફરેલા છે કે જે પોતાની મતલબ સધાતી હોય તો કાંઇનું કાંઇ કરી નાખે છે. આ વિશેના જુના દસ્તાવેજી પુરાવા જોવા હોય તો આ નીચે આપવામાં આવે છે, ધ્યાન રાખીને જુવો.

એક જુની કીતાબ "**તોહફએ શરહે મોહમ્મદીયા ફી રદદે ફિરકએ મુરતદિયા**" જે નાસીકવાળા મોલવી સાહેબ ગુલશન આબાદીએ લખેલી છે અને જે આજથી બેતાલીસ વરસ ઉપર એટલે હીજરી સન ૧૨૯૯ અને ઇ૦ સ૦ ૧૮૮૨ માં મુંબા-ઇમાં છપાઇ છે તેમાં તેમણે ૧૫૦મે પાને ચોખું લખ્યું છે કે

"એક મોતબર દીનદાર આલિમ અકબરાબાદ (આગ્રા)ના ફરમાવે છે કે જ્યારે હું દીલ્હીથી કેટલોક અરબી ઇલમ તહેસીલ કરીને કલકત્તે ગયો, અને ત્યાં પણ મેં કેટલોક ફાયદો હદીસ અને તફ્સીરનો દીનદાર આલિમોથી હાંસીલ કર્યો ત્યારે એક ઇંગ્રેજ પાદરી સાહેબ જે અરબી અને ફારસીમાં ઘણા કાબીલ હતા અને લખનઉ વગેરેના મોલવીઓ તેમના નોકર હતા તેમણે મને બોલાવ્યો અને મહીનાના પચાસ રૂપીઆ પગાર આપવાનું નક્કી કરીને એક મહીનાના પચાસ રૂપીઆ પહેલેથી આપ્યા, અને કહ્યું કે 'જે શહેરમાં તમારી મરજી હોય ત્યાં જઇને રહો અને હદીસ અને તફસીરના હીંદુસ્તાની ભાષામાં જે તરજુમાં કરેલા છે તે લોકોને પઢાવ્યા કરજો, અને મોહદ્દિસોનો મઝહબ હક છે અને હું તે ઉપરજ છું એવું મશહુર કરજો, પણ લોકોને સર્ફનહુ, ફિકાહ, અને (સુન્ત જમાઅતના) અકીદાઓ વગેરેનો ઇલમ હરગેઝ પઢાવતા ના. આ માસિક પગાર તમને હમેશાં મળ્યા કરશે અને તમારી નેક ખીદમત અને મહેનતના પ્રમાણમાં તે આગળ ઉપર વધારવામાં પણ આવશે. આ વિષેના કેટલાક કાયદા (નિયમો) કાલે તમને હમે ફલાણા [અમુક] મોલવી સાથે મોકલી આપીશું." આ વાતચીત પછી બીજે દીવસે એ મોલવી સાહેબ મારા મુકામ ઉપર આવ્યા અને મને કહેવા લાગ્યા કે 'અલહમદો લિલ્લાહ, તમો પણ હમારા પાદરી સાહેબના નોકર થયા તો ઘણું સારૂં થયું. લગભગ ચાલીસ સારા મશહુર મોલવીઓ હીંદુસ્તાન, અરબસ્તાન વગેરે ઠેકાણે તેમના છુપા નોકર છે, અને કેટલાક અરબસ્તાનમાં પણ ગએલા છે, અને **દસ પંદર રૂપીઆથી લઇને પચાસ રૂપીઆ** સુધીનો દરેકનો **પગાર નક્કી કરેલો** છે. આ પગાર તેઓ જ્યાં રહે ત્યાં તેમને દર મહીને

પહોંચતો કરવામાં આવે છે. તેમની સાથે સૌથી મોટી શરત એ છે કે હમેશાં નવી નવી વાતો તથા ઝઈફ હદીસો અને રિવાયતો લોકોમાં જાહેર કરવી અને પોતાના સાગીર્દોને એમ તાલીમ આપવી કે તેઓ (સુન્નત જમાઅતના) ચાર મઝહબથી ફરી જાય, અને મુસલમાનોનો જમાવ અને **દીની સંપ** તુટે, તથા અંબીયા અને અવલીયાઓથી લોકો બદ એતેકાદ થઈ જાય (એટલે તેમને માનતા મટી જાય), તથા તેમની નિયાઝ, ફાતેહા વગેરે કરવાનું છોડી દે.' આ પ્રમાણે તે મોલવી સાહેબે મને સલાહ આપી તો તેના જવાબમાં મેં કહયું કે "અસ્તગ ફેરૂલ્લાહ"! (નોબાહ, તોબાહ)! આવું કામ મારાથી શી રીતે થઈ શકે? તે મોલવી સાહેબે મને કહયું કે '**વીસ વરસ**થી પાદરી સાહેબ અહીં આવ્યા છે ત્યારથી હું તેમનો નોકર છું. તેમણે હજારો રૂપીઆ ખરચીને તરજુમાની કીતાબો બહાર પડાવી છે અને તેના તુફેલથી ઘણા બેઈલમ લોકો પણ કાબેલ મોલવી બની ગયા છે. તેઓ (પાદરી સાહેબ) તો અંદરખાને મુસલમાન છે અને બીદઅતી લોકોના મોટા દુશમન છે. તફસીર તથા હદીસનો ઈલમ મેં તેમને પઢાવ્યો છે. તમે તમારે બેફીકર પચાસ રૂપીઆનો પગાર કબુલ કરી લો. અને ગમે તો તમારા વતનમાં કે તમારી જ્યાં મરજીમાં આવે ત્યાં રહો અને આખી ઉમર સુખમાં ગુજારો, પણ કેટલા આદમી તમારી તરફ ફર્યા અને મુરીદ તથા શાગરીદ થયા તે વીશે વરસ દહાડાનો રીપોર્ટ લખી મોકલજો. સારા નામચીન મોલવીઓ પાદરી સાહેબનો પગાર ખાય છે, અને હીંદુસ્તાન તથા અરબસ્તાનના પ્રખ્યાત શેહેરોમાં મોજુદ છે જેમના નામની આ યાદી છે,' (એમ કહી એક યાદી બતાવી.) મેં તે જોઈ

તો મને માલુમ પડયું કે સારા સારા નામવર ખાનદાનીઓ પોતાને સઇયદ એહમદ સાહેબ (જે મોલવી ઇસમાઇલ દેહલવીના પીર હતા તેમ)ના ખલીફા તરીકે પોતાને મશહુર કરીને મુસલમાન ભાઇઓને ગુમરાહ કરે છે અને મુરીદ તથા શાગરીદ બનાવે છે, અને તેમાં લખનવી, બંગાલી, રાફઝી, ખારજી, વગેરે ઘણે ભાગે પગારની લાલચથી આ બુરો ધંધો કરી રહયા છે. મને ખુદાએ સારી હીદાયત કરી જેથી હું તે કામથી બચ્યો અને આગળથી જે પૈસા તેમણે મને આપ્યા હતા તે મેં કબુલ ન કર્યાં, અને કહયું કે પાદરી સાહેબ હજાર રૂપીઆનો પગાર આપે તો પણ એવું કામ મારાથી નંહી થઇ શંકે. જો કે તે વખતે મારૂં મન ઘણું નરમ થઇ ગયું હતું કે વગર મહેનતે મહીને પચાસ રૂપીઆ મળે છે તે કબુલ કરી લેવા, પણ ખુદાયે મને બચાવ્યો. તે પછી હું મક્કે મોઅઝમ્મે ગયો અને ત્યાંના મુસલમાનો આગળ મે ત્યાં પાદરીનું કામ કરનારા ફીસાદી મોલવીઓનાં નામ જાહેર કરી દીધાં કે લોકો તેમનાથી અને તેમના અકીદાઓથી માહેતગાર થાય અને તેમના બુરા ફીસાદથી પોતાનું ઇમાન બચાવે. ખરૂં છે કે એ લોક દજ્જાલના નાયબ છે, અને પાદરી, નસારાઓના છુપા નોકર છે. **વીસ વરસથી** તેમણે હીંદુસ્તાનથી લઇને ઠેઠ અરબસ્તાન સુધી ફિતનાની આગ સળગાવી છે. ઘણી કીતાબોમાં તેમણે મેળવણી કરીને જુઠી ઇબારતો છપાવી છે અને જે મુસલમાનો તેમની સાથે બહેસ કરીને તેમને તોડવા માગે છે તેમની ઉપર ઝટ તેઓ બીદઅતી, રાવઝી, ખારજી વગેરેના ઇલઝાંમ મુકી બદલામ કરે છે. આથી દીનદાર લોકોએ તેમની સાથે વાતચીત કરવાનું મુકી દીધું હતું. જો થોડો વખત તેમનો આ ભેદ

ઉઘાડો ન પડત તો ખુદા જાણે મુસલમાન ભાઇઓમાં કેવો જબરો ફીસાદ ઉભો થાત, પણ સારૂં થયું કે આ વરસે (બેતાલીસ વરસ ઉપર) પાક મક્કામાંથી તેમની જડ ઉખડી ગઈ અને તેમને ખુદાના ઘરમાંથી હાંકી કાઢયા, અને કિબ્લાથી દુર થયા. હવે ખુદાના હુકમથી હીંદુસ્તાનના તમામ મુસલમાન ભાઇઓ નાના અને મોટા તેમજ જાણીતા અને ગેર–જાણીતા બધા હોંશીયાર થઈ ગયા છે એટલે હવે તેમના ફરેબમાં કદી ફસાવાના નથી, બલકે જે તેમના ફંદામાં અજાણતાં ફસાઇ ગએલા છે તે પણ બચી જશે અને એમની વાતોથી દુર રહેશે. ખુદા આ આખર જમાનામાં સૌ મુસલમાન ભાઇઓના ઇમાન સલામત રાખે ? આમીન ! ”

ઉપર પ્રમાણે ઇબારત એ જુની ઉરદુ કીતાબમાં મોજુદ છે અને તે કીતાબ હજુ પણ મુંબાઇમાં મળે છે. તે બેતાલીસ વરસ ઉપર છપાયલી છે. અને તે વખતે તેમાં ચોખું લખેલું છે કે વીસ વરસથી એ કામ થઇ રહયું છે, એટલે લગભગ **બાસઠ વરસથી આલીમોને પગાર** આપીને હાથ પર લેવાનું કામ જારી છે. આજથી ચાલીસ વરસ ઉપર પચાસ રૂપીઆના પગાર તેમને અપાતા હતા તો હાલ કેટલા અપાતા હશે તેનો વિચાર કરવાનો છે. જયાં આવા ચોખા જુનાં દસ્તાવેજી પુરાવા એ વીશેના મોજુદ છે તો પછી તે ખોટા શી રીતે ગણી શકાય ? વહાબી અકીદાઓનો આ પ્રોપેગેન્ડા (ચળવળ) લગભગ સો વરસથી નીયમસર ચાલે છે. આવા ઘણા આલિમો અવળે રસ્તે ચઢયા છે એવું કહેવામાં આવે છે તો તેવા આલિમો તરફના કેટલાક ભાઇઓ વગર સમજે તેમનો પક્ષ કરવા ઉભા થાય છે. તો હવે આ ઉપલી હકીકત જેને માટે બાસઠ વરસના **આ જુના દસ્તાવેજી પુરાવા છાપેલા મોજુદ છે તો શું તે ખોટા છે ?**

હવે સાબીતી માટે બાકી શું રહે છે? જ્યાં આલીમો પોતેજ બીજાઓના પગાર ખાઈ આવા ધંધા કરતા હોય તો પછી તેમની ઉપર ભરોસો શા રીતે રાખી શકાય? આ કાંઈ બનાવટી વાત નથી પણ ચોખ્ખો દસ્તાવેજી પુરાવો છે. પછી માનવું કે ન માનવું એ ભાઇઓની મરજીની વાત છે. આટલું જાણ્યા પછી પણ જો તેવાઓની પાછળજ ખેંચાવું હોય તો ભલે ખેંચાઓ, કોઈ ના કહેતું નથી, પણ આંખ ઉઘાડીને જોવું જોઇએ કે મુસલમાનોનું સંગઠન તોડવા દુનિયામાં કેવા કેવા કામો થઇ રહયા છે.

ઉપલી જુની કિતાબની એ ઇબારતથી જોઈ શકાય છે કે ઇસ્લામના વિરોધીઓ શું કરવા માગે છે. તેઓ ઇસ્લામનું સંગઠન તોડવા માગે છે અને વહાબી અકીદાવાળા આલીમો પણ એજ વાતો ઉપર જોર દે છે તો પછી આપણે શું સમજવું? જે હેતુ વિરોધીઓનો હોય તે ઉપરજ એ આલીમો જોર દે તો તેમને કેવા સમજવા એ ભાઇઓની મરજીની વાત છે. પણ ફાતેહા અને મુસાફો શા માટે અટકાવવામાં આવે છે એ વાત ભાઇઓએ જાણી લીધી હશે. હવે તે ચાલુ રાખવા કે બંધ કરવા એનો નિવેડો ભાઇઓએ કરવાનો છે. પણ સમજવું જોઇએ કે કેટલાક લોકોએ ફાતેહા અને મુસાફો જે સારી વસ્તુઓ છે તેને માટે કોમમાં મતભેદો અને નકામી ચરચાઓ ઉભી કરીને ગામેગામ ઝઘડા ઉભા કરાવી દીધા છે અને કોમનું બંધારણ તદન પોચું અને ઢીલું કરી નાખ્યું છે. કજીઆ ઉભા થવાથી હમેશાં આવુંજ પરિણામ આવે છે તેમ અહીં પણ નકામા કજીઆ ઉભા કરવાની મતલબ હતી, અને એ બહાને કોમમાં આવા કજીઆ માંહોમાંહે ઉભા કરવામાં આવ્યા જેથી કોમ હાલ

હવાલીમાં પડી ગઇ અને તેનું જોર અને મક્કમપણું ઓછું થઈ ગયું. જો આ બહાને આવા કજીઆ ઉભા ન થયા હોત અને કોમ મજબુત અને એક દિલ રહી હોત તો આજે ઇસ્લામ અને તેના મહાન પયગમ્બર સ૦ ઉપર આર્ય સમાજીઓ જે ગલીચ હુમલા કરી રહયા છે તે કરવાની તેમની કદી હીંમત ચાલત નહી. પણ આ રીતે કોમમાં કજીઆ જગાડવાની કેટલાકોની ખાસ મતલબ હતી, અને તે મતલબ કેટલેક અંશે પાર પડી છે. તેથી ઇસ્લામી કોમમાં ફાટફુટ પડી છે એટલુંજ નહીં પણ તેનું બંધારણ કોમી સંગઠન તુટી જવાથી દતન કમજોર થઇ ગયું છે, અને "અલ્લાહની રસ્સી" કોમના હાથમાંથી છુટી ગઇ છે.

" અલ્લાહની રસ્સી " મજબુત પકડવા માટે તો મહાન હઝરત પયગમ્બર સાહેબે છેલ્લી વખત વસીયત કીધી છે કે "હું તમને બે ચીજો સોંપી જાઉં છું. જો તેમને મજબુતીથી પકડી રાખશો તો કદી ગુમરાહ થશો નહીં. પહેલી ચીજ કુરાને શરીફ છે અને બીજી ચીજ મારી આલ છે." હઝરતની તો ખાસ વસીયત છે કે કુરાને શરીફને અને આલના લોકોને વળગી રહેશો તો સુખી થશો, પણ હિકમતવાળા એ બે ચીજોથી આપણને પહેલા છોડાવવા માગે છે. ફાતેહા જે કુરાન શરીફનો ખાસ ભાગ છે તે પઢવાનું છોડી દો અને બુજુર્ગો જે તેમની આલ છે તેમને માનવાનું મુકી દો ! જે બે ચીજો પકડવા માટે મહાન હઝરત આપણી ભલાઇને ખાતર ખાસ જોર દે છે તેજ બે ચીજો છોડાવવાની કોશીશો થઇ રહી છે ! આ કોમને બરબાદ કરવાની વાતો નથી તો બીજું શું છે ?

આવું હોવાથી હાલ ઇસ્લામની સામે ઘણી મુશ્કેલીઓ ઉભી થઇ છે અને ઇસ્લામને સખત મુકાબલામાં ઉતરવાનો પ્રસંગ આવ્યો છે. હજુ પણ જો આંખો ઉઘાડવામાં આવે તો ઠીક છે, નહીં તો મામલો એથી પણ વધુ બગડવાનો સંભવ છે, અને એ સઉ ઇસ્લામનીજ નુકસાની છે. માટે સમજો, આંખો ઉઘાડો, અને ફાતેહા તથા મુસાફી જે એકસંપીની ચીજ છે તેને નામે નકામા ફિસાદ કોમમાં ઉભા ન કરો. આ જમાનો લડવાનો નથી પણ એકત્ર થવાનો છે, અને એક સંપીથીજ મજબુતી આવી શકે છે. માટે તૈયાર થાઓ અને જે લોકો કોમને આ પ્રમાણે લડાવી રહ્યા છે તેમને હમણાથી ચેતીને અલગ રાખો કે કોમમાં એકસંપી થાય અને દુશમનોના હાથ હેઠા પડે, અને કોમ આગળ વધે. ખુદા સઉ ભાઇઓને આ નેક કામ કરવા હીંમત અને તોફીક આપે. આમીન !

---

# ઇસ્લામી સંગઠન

તમે પોતે કેવી રીતે કરી શકો તે જો જાણવું હોય તો **"શીઆઓના ધર્મગુરૂઓનો દરજો જુવો અને સુન્નીઓના ધર્મગુરૂઓના દરજો જુવો"** એ પુસ્તક જરૂર મંગાવીને વાંચો. ઇસ્લામી સંગઠન માટે તે એક અકસીર ઇલાજ છે. કીંમત ત્રણ આના.

મળવાનું ઠેકાણું:-**નાથુખાન આજમખાન ચુવહાણ**
મુ૦ મીયાગામ. પ્રાંત-**વડોદરા.**

# વ્હાલાં સુન્ની ભાઇઓ !



શું તમે કોમમાં ભાઇચારો કાયમ કરવા માગો છો
શું તમે કોમમાંથી ફિસાદ નાબુદ કરવા માગો છો
શું તમે કોમને ઉન્નતીના માર્ગે ચડાવવા માગો છો
શું તમે ખુદાની રસ્સીને મજબુત કરવા માગો છો
શું તમે રસુલે મકબુલની વસીયત પાળવા માગો છો ?
શું તમે કોમને હમેશાં સુખી જોવા માગો છો ?

જો એવું માગતા હોવ તો

## આ પુસ્તક જરૂર વાંચો.

અને તેમાં લખેલી બાબતો ઉપર ઉંડો વિચાર કરો
અને મોટું મન રાખી તે ઉપર અમલ કરવા
તૈયાર થાઓ. અહેરબાની કરી

## વખત ન ગુમાવો.

